# ખટ નિરંજન.

( રચનાર પીર સદરદીન. )

(ગુજરાતીમેં) આવૃતી ૧ લી નકલ ૫૦૦.

પ્રગટ કરનાર,

## મુખી લાલજીભાઈ દેવરાજ.



આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી ખોજા સિંધી પ્રેસ ૧૧ ,
પાલખી ...ા, મુંબઇ નં. ૯ માં મુખી લાલજીભાઇ દેવરાજ માં
...ની અને મુખી લાલજીભાઇ દેવરાજે ધી ખોજા સિંધી પ્રેસ
૧૧૩, પાલખી મહોલા, મુંબઇ—૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૫. સન ૧૯૧૯.



# ખટ નિરીંજન.

( રચનાર પીર સદ્દરદીન. )

એજી અનંત જુગ આગે વહી ગયા, તારે આપોહી આપ નીરીંજન રહ્યા, ૧
તારે જમીન આસમાન ન હોતા કોઇ, તારે આપોહી આપ નીરીંજન સોઈ. ૨
તારે ધંધુકાર માંહે ધર્યા ધ્યાન, તારે હેતે ઉપાયા બ્રહ્મ ગીનાન. ૩
ગીનાની ગીનાન વીચારી જોય, તારે આપોહી આપ નીરીંજન સોય. ૪
તારે જપતા જપતા બહુ જુગ ગયા, તારે આઠ લાખ કરણ અવીચલ રહ્યા. ૫
તારે આઠ લાખ કરણમાંહે અપરમપર હરી. તારે હેત ઈચ્છા મનમાંહે ધરી. ૬
તારે આપણે હેતે પરી બ્રહ્મ, બીબા કારણ લેવા આશ્રમ. ૭
તારે સીતેર હજાર વરસજ ગયા, તારે બીંબા કારજ ભયા. ૮
તારે નીરીંજન નરે મયા કરી, સો બીંબ રાખ્યો નાભજ ધરી. ૯
તારે હસ્ત કમળથી કર્યા વ્યાસ, અલખ નીરીંજન આપોહી આપ. ૧૦
છત્રીસ જુગ ચોરાસી ચોકડીઉં એમ કરતા ગયા, તારે એક ધ્યાનસુંનર આપે રહ્યા. ૧૧
તારે શતપથ તો અવીચલ રહ્યા, સો બીંબ તો પરસોતમ થયા. ૧૨
તારે મચ્છ નીરાલંમ આસણ કરી, તારે બ્રહ્માજી રાખ્યા નાભજ ધરી. ૧૩
તારે કર જોડી બ્રહ્માજી કહે, સામી સુનકાળ માંહે આપણે બેહ. ૧૪
તુંહી માત. તુંહી તાત કીરતાર, તુંહી નીરીંજન નીરાકાર. ૧૫
સત બોલો સામી સાચું કહો, અમને ઉપાયા તે કારણ કહો. ૧૬
તારે આપ નીરીંજન બોલ્યા આપ, બ્રહ્માને આલ્યો ત્રણ કાલનું જાપ. ૧૭
એમ કરતાં ઉપાયા દેવ, તારે બ્રહ્માને આલ્યો મુગતનો ભેવ. ૧૮
સુણો બ્રહ્મા શ્રવણ ધરી, વાત અનુપમ કહું ખરી. ૧૯
કુદરતી એક કરીએ ખેલ, જેમ આપ સમાને આપે બેલ. ૨૦

જુગત કરો બ્રહ્મા જુગમાંહે જઈ, સકલ વીદયા તમને દે
તારે કર જોડી બ્રહ્માજી કહે, સામી જુગત કરૂં જો મુગતજ દે ૨
અમે જુગમાંહે જઇ કરીએ જુગત, જો સામી જીવને આલો મુગત. ૨૩
તારે આપ નીરીંજન બોલ્યા આપ, જે જુગમાંહે ભણશે વેલા જાંપ. ૨૪
દેવ ક્રીયાની જે જાણે પેર, તે જીવ આવશે આપણે ઘેર. ૨૫
વચન અમારા માનો સહી, જુગત કરો ભિરમા જુગમાં જઈ. ૨૬
તારે આનંદે ભિરમાજીએ નામીયા શીશ, એ વીચાર કરતાં ગયા જુગ વીસ. ૨૭
તારે હેતે ભિરમાજીએ ધર્યું ધ્યાન, પહેલા રચીયા જમીં આસમાન. ૨૮
પહેલે આસમાને ઉતારીયા નુર, તારે સીરજીયા ચંદ્રા ને સુર. ૨૯
બીજે આસમાને ઉતારીયા કવન, તારે સીરજીયા પાણી ને પવન. ૩૦
ખટ દરશન ઉપાવીયા સાર, તે અલખ નીરીંજન નીરાકાર. ૩૧
અનત જુગ આગે વહી ગયા, તારે નર નીરાલભ આપે રહ્યા. ૩૨
તારે ચતુર કલપની સાંખીયા ધરી, તારે ભિરમાજીએ સૃષ્ટીજ કરી. ૩૩
તારે વાણી વેદ ને ખાણીઉં ચાર, રચના રચી તે માંહે સંસાર. ૩૪
તારે રૂગ વેદ તો ભણીયા સાર, રૂપ ધરોયા તે નીરોંજન ચાર. ૩૫
હુવ, કવ, ધરમ, કેશવ સાર, ભગત ભણતા નીરાકાર. ૩૬
તારે સોલ જુગની સાંખીયા ધરી, તારે ગુરે નામ ભણાવીયા હરી. ૩૭
જે કોઈ ભણીયા પ્રેમજ જાંપ, તે જીવ છુટા આપોહી આપ. ૩૮
નવાણું ક્રોડ જખ સતે રહ્યા, સંપુર્ણ કલપ અમરાપુરીમાં ગયા. ૩૯
તારે પાણીને ફરમાનજ થયા, હુકમે પાણી કર જોડી રહ્યા. ૪૦
આસન વાળી બેઠા પિરમ, જારે પાણી ચડયો ખટ (૬) ગગન. ૪૧
પાણી તો પ્રદક્ષણા કરે, ચક્કર વેગે પાણી ચડે. ૪૨
ફરતા ફરતા ગગન માંડે ગયા, જાહં ધરૂઅ મંડળે રહયા. ૪૩
સપ્ત (૭) પાતાલ એકવીસ ભિરમંડ, પાણી ચડયો સકલ નવ ખંડ. ૪૪
પરો પીંડત અમર કોણ ભયા, ત્યાં ભિરમા, વીશનું, મહેસર રહયા. ૪૫
ખટ દરસન તો નાસત માન, સુણો રખીસર એક ધ્યાન. ૪૬
પખારી પૃથમી કીધી પાક, ચતુર ગુણની રહી છે સાંખ. ૪૭
સત દત ને ખમીયા કરી, જે કોઇ સમરે શ્રી નર હરી. ૪૮
જુગતે જાગ્યા તેને મલ્યા છે ભેવ, ત્યાં ભિરમા, વીશનું. મહેસર દેવ ૪૯

—*—

# ભાગ બીજો.

## ( શ્રી સતગુર બ્રહ્મા હો વાચા. )



હિંદુ મુસલમાન એકજ રાહા, ભુલા સેર ન પાવે શાહા. ૫૦
ગહો ગહી ગલીયા જાવે સહુ, પુજે સુન્ન ને ભુલા બેહુ. ૫૧
મુસલમાન મકકે મદીને જાવે સાહી, હાથે કુરાન પણ હક ન લહી. ૫૨
હરામ ચાલે પુકારે હક, મુરીદ પીરસું ન લાવે ચીંત. ૫૩
ગલ્લા કાટે ને હડ્ડા ખાએ, કરે જીભીયા કોઈ બેહેસ્ત ન જાએ. ૫૪
એમજ નેડા હોવે પેર, તો કતલ કરાવે અપણે ઘેર. ૫૫
હજ નીમાઝ રોઝા કરે, કુડી કીરીયાએ કોઇ કામ ન સરે. ૫૬
કાઝી કલમા પડે કુરાન. સીખ આપે સહુને ફુરકાન. ૫૭
મુલ્લાં મસીતે બાંગજ દેહ, ભીતર સાહેબને નહી લેહ. ૫૮
તમે દુર મ દેખો અંતર વસે, કાફર સહી દોજખમાં જાસે. ૫૯
મુલ્લાં તે જે મુસે આપ, કરે ઝીકર ખુદાકા જાપ. ૬૦
પડે કલમા દીલ રાખે પાક, નમી ચાલે જેમ થઇ રહે ખાક. ૬૧
હરામ ખાએ ને ચાલે હક, ભજી રહે જેમ એક અલખ. ૬૨
ગીનાન જળમાં ગુસલજ કરે, સોલ કળામાં રોજા ધરે. ૬૩
અરધું અંગ મસીતજ કરી, તેમાં રહી નીમાઝજ કરી. ૬૪
સુજીદા સાથે લાવે ધ્યાન, સાચા સોહી મુસલમાન. ૬૫
જીવતા મરે .ને મુઆ તરે, હક પાક તે અજરેઓ જરે. ૬૬
અહું રાતા સહી લેવે નામ, કહે ગુર સોહોદેવ સાચા સોહી મુસલમાન. ૬૭
હિંદુ વીશનવને દેવજ કહે, પુજે સુન્ન પરતક નહી લહે. ૬૮
દેવ કીરીયાની નહી જાણે વાટ, નગર ભલા પણ ઉજડ ઘાટ. ૬૯
વણજ કરી ન જાણે વાણ, તે જીવ ન છુટે ચારેહી ખાણ. ૭૦
ધન પુત્ર નારીસું ધરે ધ્યાન, તો સેસ્ત્ર પચાસમાં પડસે બાન. ૭૧
દુનીયા માંહે બહુ કીધી દોડ, જુગાજુગ આવ્યો ન પડયો જોડ. ૭૨

કરે પુકાર ને હાજર હરી, માનખા દેહી ન આવે ફરી. ૭૩
કોલ કાયમજીસું બાંધ્યા, દીધી વાચા વીસારી ગયા. ૭૪
ચોર્યાસી માંહે તું ચુકો કોલ, કોલ આવ્યો છે છેલ્લો બોલ. ૭૫
જાગો જુગમાંહે સાચ ધરી, માનખા દેહી ન આવે ફરી. ૭૬
જનમ જનમ તું જુઠો પડયો, કરમે હીણું કાળે ભર્યો. ૭૭
કામ ક્રોધી અહંકારી થયા, દુનીઆ લોભે વીસારી ગયા. ૭૮
સગા કુટુંબ સહુ સેરી લગી, ઘરની નારી તે રહેસે અલગી. ૭૯
પીતા બાંધવ લઈ કાંધે જાએ, દાગ પડે ત્યારે અલગા થાએ. ૮૦
હીંદુ મુસલમાન ન બુજે કોઇ, સાથે આવસે સાથી હોઇ. ૮૧
પુરણ પુન્ન તે આવે સાથ, જો દીજે સતગુરકે હાથ. ૮૨
સતગુર જુગમાં કહાવે ઘણા, તેથી મોખ ન પામે જીવ આપણા. ૮૩
તે ચરણ ધોઈને ચરણામત પાય, તે ગુર આખર પરલે થાએ. ૮૪
સતગુર તે જે જુગતજ ધરે, દીલ ભીતર કારજ જીવના સરે. ૮૫
સતગુર તે જેણે ધરણી ધરી, વાણ ખાણ જે પૈદા કરી. ૮૬
ચાંદો સુરજ દોએ સાંખી ધર્યા, નવ લખ તારા આભે જડયા. ૮૭
સતગુર તે જે જીવના જોતી, જેમ જલ ઉંડા સાહેરમાં મોતી. ૮૮
તે મોતીની જે કરસે ચાહે, જીવ દેતા તેને નહી પરવાહે. ૮૯
સીરને સાટે મોતી મલે, જેમ વહે કલીઆ ગંગા માંહે ભલે. ૯૦
એવા ગુરને સરેવો મુનીવર જન, જેણે સીરજીયા જીવ ને તન. ૯૧
એવા ગુર તો જુગમાહે એક, માણસ રૂપે નર આપ અલખ. ૯૨
જુઓ જુઓ મુનીવર પડી પુરાણ, કોણ કોણ પદ પામ્યા નીરવાણ, ૯૩
કલપું માંહે જેણે ભણીયા વેદ, તે તો પામીયા અમર ભેદ. ૯૪
જખ મેઘ કીનર થયા, તેત્રીસ કરોડ અમરાપુરીમાં ગયા. ૯૫
વળતા જુગ માંહે આવ્યા હરી, ભગત તારવાને દયા કરી. ૯૬
જુગ ચારમાં આવ્યા માહારાજ, ગુરનર કરવા સેવકના કાજ. ૯૭
પાંચ સાત નવ બારજ તર્યા, અનત કરોડ આગે ઓધર્યા. ૯૮
ગીનાની ગીનાન વીચારી જોય, સોના અભુશણ સોના હોય. ૯૯
સોના શ્યામ ન પલટે રંગ, સોના અભુશણ સોના રંગ. ૧૦૦
સોના સોની ઘડીયા ઘાટ, મુલ પાયા અભુશણ માટ. ૧૦૧
સોવન તો ન સોહાવે કોઈ, અભુશણ તે પેરે સબ કોઈ. ૧૦૨

માણક મોતી હીરા સાર, રતન હીરા બહુ અપાર. ૧૦૩
વાસુદેવને વાદે સબ કોઈ, દીવો કીજે તો દર્શન હોય. ૧૦૪
દર્શનથી તો જાવે પાપ, સો દીવો તો આપોહી આપ. ૧૦૫
સકળ ભવન સો દીવો બરે, અંધારે અજવાલો કરે. ૧૦૬
દીવા માંહેથી દીવો સાર, સોહી દીવો નીરીંજન નીરાકાર. ૧૦૭
સાંખી દેખો નીરીંજન જોત, ભિરમ પુજતાં ન આણો છોત. ૧૦૮
સોળ મંડળ માંહે આપજ લાએ, સકળ ભવનમાંહે સોહી નર આવે. ૧૦૯
એક નારીને નીરતે ગયા, કરમે કુડા કોઢલા થયા. ૧૧૦
એ નારીથી નર ઠગાય, કુડે કરમે દોજખે જાય. ૧૧૧
આચાર કરે નવ જાણે ભેદ, માણક મોટો પણ નવ પડયો છેદ. ૧૧૨
સંગત કરતાં સઉ કોઇ પેખે. સતગુર ભીરમાકું નઇણે ન દેખે. ૧૧૩
એ બ્રહ્મચારી સહુ કીલાય, એણે નમુને શાહા ન પાય. ૧૧૪
ગુરનર વાચા દીધી હાથ, રૂપ ધર્યા તે કારણ માટ. ૧૧૫
ગુરનર વાચા દીધી બ્રહ્મ, આંખ મુગતકા ભયા પરસન. ૧૧૬
માંઢી માયા જુગમાંહે ભલી. સોંસાર ભુલીઓ ગફલતે ગલી. ૧૧૭
ત્રંપણ કરે ને તીરથે જાય, મન મેલો બાહેર શું નાય? ૧૧૮
મુરખ મન ન વીચારી જોય, મન મેલો બાહેર શું ધોય? ૧૧૯
બાહેર ધોએ નહી હોવે પાક, માંહેથી કાસલ કાઢી નાખ. ૧૨૦
અંતરથી ન જાવે પાપ, જો તું ભણીઓ અજપેઓ જાપ. ૧૨૧
જપતાં જપતાં બહુ જુગ ગયા, બેઈમાનીના કામ ન થયા. ૧૨૨
મુખે સુરીજનનું લેવે નામ, રાજા લુટે આપણા ગામ. ૧૨૩
પડે બુંભ પુકારજ થાએ, શયતાન સઘળા વારે ધાએ. ૧૨૪
પાંચ ચોર તો લુટે શાહેર, સુણો રાજા શી થાએસે પેર. ૧૨૫
બેહદ ચાલે હદ ન રહે, નર નારી દોનુકું કહે. ૧૨૬
એવી કરણી કરશે કોએ, તો દો જુગમાંહે પુકારજ હોએ. ૧૨૭
એકોતેર પુરીઆ આગલ કરે, નાના મોટા કોએ ન વરે. ૧૨૮
વીરા ઉતમ કરણી કરજો આજ, તો તમારા સરસે કાજ. ૧૨૯
સત બોલો સત કીરીયા કરી, સતગુર વચન તે દીલમાંહે ધરી. ૧૩૦
ગીનાની ગીનાન વીચારી જોએ, સતગુર બાજ પારસ નહી કોએ. ૧૩૧
સરેવો સતગુર તો પાઇએ શાહા. ખોજ ગીનાની એ સત રાહા. ૧૩૨

---*---

# ભાગ ત્રીજો.

# વેલ.

શ્રી મચ્છ રૂપ ધર્યો નારાયણ, સેવક કારણ સારંગ પીરાણ. ૧૩૩
પેસી પઈયારે વારીયા વેદ, ભિરમાને આલીઓ અમર ભેદ. ૧૩૪
સતગુર જુગમાંહે દીસોરે તમે, દીધી વાચા પાળીએ અમે. ૧૩૫
હણીયો સંખાસર ને કીધા કાજ, મચ્છ રૂપ ધર્યો તમે શ્રી માહારાજ. ૧૩૬
બીજે કોરભ રૂપે કીરણા કરી, વાસીંગ તાણીયો ધરણી ધરી. ૧૩૭
મેર રવાઇઓ કીધો હરી, મથી મેરામણ લક્ષમી વરી. ૧૩૮
ચઉદ રતન તો ચીતમાં ધરી, માયા મોહ એણે અંતર કરી. ૧૩૯
ધંધુડીયો સાહેર ને કીધો ગોર, માર્યો દાણવ મધવો ચોર. ૧૪૦
એણે પુઠે સાહ્યો ભાર, સોહી કરામત નીરાકાર. ૧૪૧
ત્રીજે ત્રીભોવર ત્રીકમ સાર, અતી બળીઓ શ્રી વારા અવતાર. ૧૪૨
માંડીયા જુદ્ધ ભયંકારજ થાએ. પીરોથમી તે પાતાલે જાએ. ૧૪૩
ત્યાં સહુ દેવની કીધી સાર, દાઢે સાહ્યો પીરોથમીનો ભાર. ૧૪૪
વારાએ અતી દીધી દાઢ, મારીઓ દાણવ બળીઓ ગાઢ. ૧૪૫
સર્વે દેવતાના કીધા કાજ, વારા રૂપ ધર્યો તમે શ્રી માહારાજ. ૧૪૬
ચોથું નરસંગ રૂપજ ધરી, ભગત કારણે આવ્યા શ્રી હરી. ૧૪૭
થંભ દીસે ધગધગતો જાળ, ફાટો થંભ આવ્યો હરણાકંસનો કાળ. ૧૪૮
દો દો વેળાએ ધરીઓ ધીયાન, નરસંગ રૂપ ધર્યો તમે શ્રી ભગવાન. ૧૪૯
તારે કોલ દીધો તે ખાહે ચડે, દીધો કોલ તે કેમ જુઠો પડે. ૫૦
તારે નહી લોહો લાકડ નહી ખંડા ધાર, હરણાકંસ માર્યો નખેરુ વધાર. ૫૧
ભગત પહેલાજના કીધા કાજ, નરસંગ રૂપ ધર્યો તમે શ્રી માહારાજ. ૧૫૨
પાંચમે વાયમણ રૂપે કીધી પેર. પરભાતે આવ્યા બલને ઘેર. ૧૫૩
બોલે ઉભા પુકારજ કરે, ભિરમા મુખે વેદ ઓચરે. ૧૫૪
તારે રાજાને થઈ છે જાણ, તેડો બ્રાહ્મણને આલું દાન. ૧૫૫
ભિરામણ આવ્યો કુબડે વેખ, રલીઆત કરો રાજા ભિરામણ છું એક. ૧૫૬
સામી માંગો અથ ને માંગો ભંડાર, માંગો હસ્તી અસ્વ અપાર. ૧૫૭
જે માંગો તે આપું તમને, પછી દોશ મ દેજો અમને. ૧૫૮
પછી વાયમણ વાણી બોલ્યા ભિરમ, ધરતી માંગુ અઉંઠ કરમ. ૧૫૯
રાત રહું ને કરૂં વિશ્રામ, જો તમે મુજને આલો ઠામ. ૧૬૦

તારે અંજલી પાણી ઉદકે ભરી, અઉઠ કરમની સ્વસ્તી ઓચરી. ૧૬૧
તારે ઉદક લઇને મેલીઆ હાથ, તારે સંતુષ્ટ થયા તે વઈકુંઠના નાથ. ૧૬૨
ત્યારે પગ પાતાલ ને શીર આકાશ, વઈરાટ રૂપ ધર્યો શ્રી અવીનાશ. ૧૬૩
ત્રણ ભવન ત્રણ કરમજ ધરી, દક્ષણા કારણ દેહી ધરી. ૧૬૪
ધન ધન રાજા તમારો ધરમ, દક્ષણા જોઇએ અરધો કરમ. ૧૬૫
પુન્ન પવીત્ર સુફલજ થાએ, દક્ષણા આલીયાનું એ છે મહીમાએ. ૧૬૬
તારે ભગતુને ભાવે દીન દયાળ, મેલી પગને ચાંપ્યો પઇયાલ. ૧૬૭
પાતાળનું તેને આલીયો રાજ, વાયમણ રૂપ ધર્યો શ્રી માહારાજ. ૧૬૮
છઠમું ફરસીરામ રૂપજ ધરી, ફરસી લઇને ફેરણ કરી. ૧૬૯
પીતા આગળ રહ્યા કર જોડ, હણ્યા ખત્રી માતા બંધ છોડ. ૧૭૦
તારે ખત્રીનું તો ભાગો મન, દેવે માર્યો સેહેસ્ત્રાઅરજન. ૧૭૧
ખત્રીનું વંશ તો થયો નીકંધ, માત પીતાના છોડાવ્યા બંધ. ૧૭૨
વીપરને તો આલીયો દાન, આલી પીરોથમી સહેતા ગામ ૧૭૩
દેવ ઓસરી હરી આપે રહ્યા, ત્યાં વીપર સઘળા કેડે થયા. ૧૭૪
તારે બોલ્યા વીપરને ચડાવી રીસ, મહેધની પોતી વારજ વીસ. ૧૭૫
પછી વીપરને આલીયો વર, જે માગી ખાઓ સુદને ઘર. ૧૭૬
વળતા ભિરામણ પુકારે નામ, છઠમું રૂપ ધર્યો તમે શ્રી ફરસીરામ. ૧૭૭
શ્રી રામ રૂપે વનમાંહે ગયા, સીતા કારણ વ્યાકુળ થયા. ૧૭૮
હણ્યો મૃગ તે ત્વચા કાજ, સાહેરની ત્યાં બાંધી પજ. ૧૭૯
હુણમતને તો હોંકારીઆ જાય, ઇંદ્રજીત જીત્યો લક્ષમણ રાય. ૧૮૦
ભભીક્ષણને તો ભેટ્યા રામ, માર્યો રાવણ ફેરવીઆ ઠામ. ૧૮૧
સીતા વાગી લંકાએ ગયા, ત્યાં મંદોદરી કર જોડી રહ્યા. ૧૮૨
ધન ધન સામી એ ધનજ ઘડી, રામ પધારીયા લંકા પુરી. ૧૮૩
પોતે પરમેશ્વર પધારીયા ઘેર, નાના વરસી કીજે પેર. ૧૮૪
માણક મોતી સોવન થાળ, રામ વધાવો બાળ ગોપાળ. ૧૮૫
લંકાના લોક તો દરશન કરે, તે સર્વે વસ્તુ લઇને આગળ ધરે. ૧૮૬
મંદોદરી તો માંગે માન, કબુલ કરો તમે શ્રી ભગવાન. ૧૮૭
ભભીક્ષણને તો પરઠેઆ પાઠ, આલી લંકા અવીચળ રાજ. ૧૮૮
દશરથને કુળે આવીઆ રામ, કરી લીલા તે શ્રી ભગવાન. ૧૮૯
આઠમે કાનજી રૂપે ચારી ગાય, વાઈ વાંસળી શ્રી જાદવ રાય. ૧૯૦
ગોપી ગોવળીયા ટોળે મળી, રમ્યા રાસ રચી મંડળી. ૧૯૧
પ્રીતે પ્રેમદા લાગે પાએ, ત્યાં શ્રી કરસનજી કરમલો ખાએ. ૧૯૨
નવલ નાર જેણે રાખી ઘેર, લોક દુરીજન બોલે બહુ પેર. ૧૯૩
ખટ માસની રજની કરી, ત્યાં સમુ સાહેલી સરખી ધરી. ૧૯૪

સોલ સેસ્ત્ર જેણે રાખી નાર, માંહે કાનજી બોલે બિરમચાર. ૧૯૫
પ્રાતે પ્રેમદા ભમરી લહે, મન માનીતી હ્રદયે મલે. ૧૯૬
છળ કરી નવ નીંદ છળી, કર્યો જળમાંહે કમલી કરી. ૧૯૭
મલ અખાડે પેઠા માવ, જેને જેવ દીઠા તેને તેવા ભાવ. ૧૯૮
હણ્યો મલ્લ ને માર્યો કંસ, એણે નર બહુ દાણવ કીધા વંસ. ૧૯૯
કાનજી રૂપે કરૂણા કરી, ગોપીયું સઘળીઉં ટોળે મળી. ૨૦૦
નવમે બુધ્ધ રૂપે કીધી પેર, ચાલી આવ્યા પંડવાને ઘેર. ૨૦૧
જગન કરે છે ધરમજ રાએ, અસ્વ મેદ જગનનું નથીરે મહેમાહે. ૨૦૨
તારે બિરામણને પડયો છે ત્રાસ, કોણ આવ્યો છે ભીમની પાસ. ૨૦૩
જુઓ જુઓ રાજા જુગતજ કરી, કોણ આવ્યો છે હસ્નાપુરી. ૨૦૪
જુગત કરીને જોયા જોગ, તો ભીખીયા માંગે ભાવજ ભોગ. ૨૦૫
અમે આવ્યા છીએ શ્રી હરી, તમે ભોજન આલો ભાવજ ધરી. ૨૦૬
બિરામણને તો આલો ભુર, અસ્વ મેદ જગન કરાવો દુર. ૨૦૭
તારે બિરામણોને તો ચડી છે રીસ, ત્યાં ઉઠી ગયા જણા દસવીસ. ૨૦૮
હવે જગન કરો ગઉમેદજ આજ, તો તમારા સરસે કાજ. ૨૦૯
તારે પાંડવે માંડયો ગઉ મેદ, ત્યાં પોતે હરી ભણીયા વેદ. ૨૧૦
ત્યાં લોક દુરીજન બોલે બહુ આળ, સતીએ બાંધી ખમીયાની પાળ. ૨૧૧
તારે રહયા સતી મનમાંહે હસી, ત્યાં બોલે બહુ કરમ કથા કથી. ૨૧૨
ત્યાં પાંચ પાંડવને કીધા પાક, તેને ભણાવ્યા અજપીઆ જાપ. ૨૧૩
સંવત ચાલીસો સોલા સાર, માગસર પડવો ને બુધવાર. ૨૧૪
પાંડવ ચાલ્યા તેણે દીન, રઇયત પ્રજા રોવે પંખી વન. ૨૧૫
પાંજરે પોપટ કરે રૂદન, ઉગ્યા ભાણ ન દીસે દીન. ૨૧૬
હસ્તી ઘોડા ખાણુ ન ખાએ, બાળક તો ન ધાવે માએ. ૨૧૭
સેહેર માંહે થઇ પડયો શોર, બોલે કોયલ કોકીલા મોર. ૨૧૮
ઉતર દીસે ઉમાયો મેહ, પાંડવ ચાલ્યા મેલવા દેહ. ૨૧૯
સત ગયું પાંડવોને સાથ, કલજુગ બેઠો તેણીજ રાત, ૨૨૦
જીભીયા ઇંદ્રી એકજ નાડ, જો બાંધે સો ઉતરે પાર. ૨૨૧
ઇંદ્રી થર વીના પાપ ન જાએ, પાપ ગયા વીના સુદ્ધ ન થાએ. ૨૨૨
સુદ્ધ થયા વીના સંતોખ ન હોએ, સંતોખ વીના તો ભગતી ન સોએ. ૨૨૩
ભગતી વીના કોઇ જુગતી ન થાએ, જુગતી વીના કોઈ મુગતી ન પાએ. ૨૨૪
મુગતી વીના અમર ન થાએ, અમર થયા વીના દીદાર ન પાએ. ૨૨૫
એવી વાણી સતગુર કહે, દસમું અવતાર શ્રી નકલંકી લહે. ૨૨૬
દસમાંહ શ્રી નકલંકી રૂપ, નહી કોઇ રાજા મુગતી ભુપ. ૨૨૭
સત અમલ કરે જુગમાંહે જે કોઇ, તે જીવ તણા કારજ સીદ્ધ હોઇ. ૨૨૮

આજ નકલંકી નારાયણ જાણ, જાંકે ચરણે ચંદા રવી ભાણ. ૨૨૯
સતગુર કહે તમે જુગે: ગીનાન, સોહી રામ ને સોહી રહેમાન. ૨૩૦
[illegible] ણે આવરદા ઘટી, ત્રીયા પુરૂશ ન માને રતી. ૨૩૧
પુત્ર પીતાને દેવે છેહ, જલ હીણા ત્યાં વરસે મેહ. ૨૩૨
ધરતી ચડાવે અગની ઘણી, એ કોલી રાજા નહી કોઈ ઘણી. ૨૩૩
પુત્ર પીતાને પીડે માત, એ કલજુગની એસી વાત. ૨૩૪
પુત્ર પીતાને પીઠ ધરે, તેની હત્યાએ તે કોઈ નહી તરે. ૨૩૫
ભીતર બેઠા બાહાર કેમ જાએ, મનના ચીંતવ્યા તે કાંઇ નહી થાએ. ૨૩૬
સતપંથી તે જે પાંચ વસ કરે, જે ગુર માગે તે આગળ ધરે. ૨૩૭
સતગુર વચને જીવતા મરે, એકોતેર પુરીઆ તેના તરે. ૨૩૮
જેની માયા મમતા મ:, કામ ક્રોધ સેહેજે પરહરે. ૨૩૯
મન મારીને ધરે ધીયાન, મનમાં રાખે બિરહમ ગીનાન. ૨૪૦
સત સબુરીસું આપે રહે, સુખ દુખ દી ાકા હરીસું કહે. ૨૪૧
જેને હૃદેહે હરીનું નામ, તેને નીત નીત ગંગ સનાન. ૨૪૨
ગતમાંહે નીત નીત નીરમલ થાય, તે જીવડા વઈકુંઠમાં જાય. ૨૪૩
દસોંદ સુકરીતે પુરા રહે, સુણો રીખીસરો સતગુર કહે. ૨૪૪
મુનીવર ભાઈ તમે રાખો આપ, જેમ પવીત્ર થાઓ પાક. ૨૪૫
પાપ ન રાખો અવગુણ રતી, સત સંતોખ તમે રાખો સતી. ૨૪૬
દયા ધરમસું તમે રાખો હેત, જેમ ભાદરવે હરીયા ખેત. ૨૪૭
ભાઇ જયાંસુધી તારા તનમાંહે પ્રાણ, તો સાસ ઉસાસે લેવું હરીનુ નામ. ૨૪૮
નામ ન વીસારો હરદમ હરી, માનખા દેહી ન આવે ફરી. ૨૪૯
સતપંથ તો ઉતમ સદા, પીર શાહા એક નહી કોઈ જુદા. ૨૫૦
પીર તે જે સાહેબે થાપ્યા, નીયમ જુગાજુગ પીરે આપ્યા. ૨૫૧
મુનીવર ગીનાન વીચારી જોએ, પીર શાહા એક નહી કાંઈ દોએ. ૨૫૨
જો તમે પીરની દાવન લાગો, તો વેદ શાસ્ત્રથી કાંઈ પાછા ભાગો. ૨૫૩
જો તમે પીરશાહાની કરો આસ, તો કાંએ ન ચાલો ગીનાનકી રાસ. ૨૫૪
સતગુરની વાચા પાળો સહી, તો અમરાપુરીમાં રમસો [illegible]. ૨૫૫
સતગુરના વાએકને સું સું કરી જાણતા, તે જીવડા દોજકે પડતા. ૨૫૬
જે સતગુરના વચન સીર ઉપર લેસે, તે જાઇ પીરશાહાકે પાસે રહેસે. ૨૫૭
ગુરનરની તમે કરજો સેવા, એ ખટ નીરીંજન ઉત્તમ મેવા. ૨૫૮
પીર સદરદીન બોલ્યા સત વચન, ભાઇ એ ખટ નીરીજન એ દરશન. ૨૫૯
શાહાના દરશનથી જાવે પાપ, તે અલખ નીરીંજન આપોહી આપ. ૨૬૦

**સમાપ્ત.**

સુધારો—પાઠ ૬૨ (પાને ૩) માં હરામ ખાએ તે બદલે હલાલ ખાએ વાંચવું.

# આપણી કોમનાં વાજીંત્રો.

## ઈસમાઈલી સતપંથ પ્રકાશ.

દર ચંદ્રે રેગ્યુલર બહાર પડતું

ઇસમાઇલી સત-શાસ્ત્રના સિદ્ધાંતને સમજાવવા,
હિંદુ, મુસલમીન ભેદ ભાંગી એક સત દિલ આવવા;
દીન, દુખ્યની, નીતિ, રિતીના પાઠ જ્ઞાન વિલાસના,
વાંચો ગ્રહી ઇસમાઇલી સતપંથ નુરી પ્રકાશ આ.

દરેક ઇસમાઇલી મરદ, સ્ત્રીઓ અને બાળકોને વાંચવા લાયક છે, કે જેમાં વિદવાનોને હાથે લખાએલ નિતિ અને ધારમીક લખાણો આપવા માં આવે છે. વારસીક લવાજમ ફકત રૂા. રા અગાઉથી, આફ્રીકા માટે રૂા. ૩) અગાઉથી.

લખો—મુખી લાલજીભાઈ દેવરાજ,
ધી ખોજા સિંધી પ્રેસ.
૧૧૩, પાલખી મહોલા, મુંબઈ–૯.

## ઈસમાઈલી આફતાબ.

વારસીક લવાજમ ફકત રૂા. ૧. દેશાવર માટે રૂા. ૧।.

ચાલુ જમાનામા આપણી કોમને પ્રગતી કરવાના રસ્તા સુચવનાર, સંસારિક અને ધાર્મીક ફરજોનું ભાન કરાવનાર, વીદ્વાન લેખકોના ઉત્તમ લેખોથી વિભુશીત આ ત્રીમાસીક દર ત્રણ માસે રેગ્યુલર બહાર પડે છે.

☞ આ ત્રીમાસિકને જે કાંઇ નફો થશે તે ધાર્મીક સંસ્થાઓમાં વાપરવામાં આવશે માટે "એક પંથ અને દો કાજ" સમજી જલદી ગ્રાહક થાઓ.

લખો,

વી શી ક. છ. ધાર્મીક લાઇબ્રેરી, ધોરાજી કાઠીયાવાડ.

મી૦ એન. એમ. બુધવાણી, ઓ. આધીપતી